# સતી-ફુલાંદે

## નાટકના ગાયનો.

શ્રી દેશી નાટક પ્રકાશ માટે

રચનાર

નાયક નર્મદાશંકર નારાયણ

છપાવી પ્રસીદ્ધ કરનાર

શા. ભીખાભાઇ રણછોડ.

તથા

ત્રીવેદી હલસુખરામ મગનલાલ

"દેશી મિત્ર" પ્રેસ-સુરત.





શંવત ૧૯૬૬

કીંમત બે આના.

# ( મુખ્ય પાત્રોનાં નામ. )



ખુમાણસીંહ—મેવાડનો રાણો.

રૂષીરાજ—ખુમાણસીંહના ગુરૂ.

કેસરીસીંહ—તેનો દીકરો.

શૈલ—ખુમાણસીંહનો ભત્રીજો.

ફુલાંદે—કેસરીસીંહની સ્ત્રી.

મહમદખાં—કેસરીસીંહનો દારૂડીઓ દોસ્ત

નવી—મહમદખાંની રાખેલી નાયકા, (વટલેલ હીંદવાણી).

કસ્તુરચંદ—રાજ્યનો કોઠારી.

ચીમનલાલ—કસ્તુરચંદનો છોકરો.

સૌભાગ્યસીંહ—ગુજરાતનો રાજા.

કેશર—ફુલાંદેની બ્હેન.

પ્રધાન, સેનાપતિ, દરબારી, વારાંગના વીગેરે.



# સતિ-ફુલાંદે નાટકનો ટુંકસાર.



## અંક ૧ લો.



### મંગળાચરણ.

પ્રવેશ—૧ લો-ફુલાંદે, પોતાનો પતિ દુર્ગુણીને વીશે પશ્ચાતાપ તથા ગરબો, પાછળથી તેનાં પતિનું આવવું તેને બેદરકારી જવાબ આપી ચાલ્યા જવું.

પ્ર-૨ જો-કસ્તુર શેઠ વીશય અંધ તથા ધર્મભ્રષ્ટ છુટો. એક નવી નાયકા મહમદખાનની રાખેલી તેને ભોળવી ઉપાડવા કોશીશ.

પ્ર—૩ જો-ખુમાણસીંહનો કુમાર કેશરી પોતાના મીત્ર મહમદખાનની સોબતે દારૂમાં લીન, પાછળથી તેના બાઇ. શૈલ તથા કસ્તુર શેઠના દીકરા ચીમનલાલનું આવવું કેશરીને ધીટકાર, પાછળથી રાજ્ય ગુરૂનું આવવું, કેશરીને ઉપદેશ.

પ્ર—૪ થો-ખુમાણસીંહની કચેરી, કેશરી વ્યસની છે તે જાહેર થવું, કેશરીને દેશવટો.

પ્ર—૫ મો-શૈલ. કેશરી દેશ વટે ગયો તેની શોધમાં જવા તૈયારી.

પ્ર—૬ ઠો-ફૂલાંદે ચીન્તામાં સુતેલી. કેશરીનું આવવું, પશ્ચાતાપ ફૂલાંદેને પોતાની સારી ચાલ વીશે ત્યા પરમારથ આટેજ દેશવટે જવા રજા માગવી ફૂલાંદેનું પણ તેની માફક આરવટે જવું.

પ્ર—૭ મો-નજી કસ્તુર કાકાને લઇ સૌભાગ્યસીંહના રાજ્યમાં નાશી જવા વીચાર, કસ્તુર શેઠના દીકરા ચીમનલાલનું આવવું વીશ્યઅંધ બાપને ફીટકાર.

પ્ર—૮ મો-મહમદ. એક ઠગ વાણીઓ ગામડીઆનું સોનું પચાવતાં મહમદખાનના હાથે સપડાય છે મહમદખાન, નજી નાશી જવાની ખબર મળવાથી તેની કેડ લેવા જવું.

પ્ર—૯ મો-ગુજરાતના રાજા સૌભાગ્યસીંહનો નીમકહરામ સેનાપતિ સૌભાગ્યસીંહની દીકરી કેશર પર મતિ બગાડવી પાછળથી પ્રધાનનું આવવું સેનાપતિની ખરાબ ચાલની શીખામણ દેવી, બન્નેની ઝપા ઝપ; પ્રધાનજીને ફસાવવા યુકતી ગામમાં નજીકરી નાયકા આવી છે તેવી બાતમી મળવી ત્યાં જવા ઠરાવ.

પ્ર—૧૦ મો-ચીમનલાલનું ઇજતના માર્યા આપ ઘાત કરવા આવવું પાછળથી ફુલાંદેનું આવવું તેને આત્મજ્ઞાનથી સમજાવી પોતાની સાથે લેવા ઠરાવ ત્યાંથી ફુલાંદે પોતાના પીયર ગુપ્ત વેશે જવા ઠરાવ.

પ્ર—૧૧ મો-બજાર નજી નાયકાના ત્યાં સેનાપતિનું આવવું કસ્તુર કાકાનું ચાડાનું ચીમનલાલનો કોપ, પાછળથી મહમદખાનનું આવવું નજીને ફટકા—ટબલો.

ડ્રોપ—



# અંક ૨ જો.



પ્ર—૧ લો—સાધુની જમાત. શૈલનું મહાત્માની આશીશ લઇ જવું.

પ્ર—૨ જો—ફુલાંદે તથા ચીમનલાલ; રાજ્યમાં ગુપ્ત વેશે, ફુલાંદે પ્રધાનજીને ત્યાં તથા ચીમનલાલ સેનાપતિને ત્યાં નોકર રહ્યા પાછળથી પ્રધાનનું આવવું ફુલાંદે છોકરા વેશે તેને ઉપદેશ દેવો.

પ્ર—૩ જો—સૌભાગ્યસીંહની કચેરી સેનાપતિ, પ્રધાન જીપર ખોટો આરોપ મુકી તેને પદ ભ્રષ્ટ કરવો તેની જગાએ ચીમનલાલ પોતાનો ધારી પ્રધાન પણું સોંપવું રાજાનું સેનાપતિ તરફ થવું પ્રધાન દેશનીકાલ.

પ્ર—૪ થો—મહમદખાન, સેનાપતિની હજુરમાં નોકર નજીને શીક્ષા આપી તેની બડાઇ.

પ્ર— ૫ મો—પ્રધાન, પાછળથી બીજો આરોપ સેનાપતિ તેના પર ત્રણ કરોડનો આરોપ મુંકી તેને હાથકડીનો હુકમ કરી જાય છે, પાછળથી ચીમનલાલ નવા પ્રધાનના ફરમાણથી તેને છોડી મુંકવામાં આવે છે;

પ્ર—૬ ઠો—સૌભાગ્ય સીંહની નાની દીકરી કેશર; બગીચામાં સેનાપતિ નજીને શેઠાણી બનાવી તેને ભોળવવા મોકલવી કેશરનું ધીક્કારી કાડવું. પાછળથી સેનાપતિનો બળાત્કાર; ગુપ્ત વેશે અકલનાથ નામ ધારણ કરી શૈલનું આવવું સેના

પતિને અટકાવવો. કેશરનું ચકીત થવું તથા શૈલ પર પ્રેમ દષ્ટી તથા પોતાનો શરીર વારસો સોપવા વચનથી શૈલને બાંધી લેવો.

પ્ર—૭ મો—એક અફીણી બુઢ્ઢાને ધમકીથી પુછવું કે પ્રધાનજી કેવી રીતે છુટો થયો બુઢ્ઢો નીશામાં હોવાથી તેને કાડી મુંકવો; સેનાપતિને ખબર મળે છે કે પ્રધાન બાવો થઇ નાશી ગયો; તેની કેડ લેવા ઠરાવ.

પ્ર—૮ મો—કેશર શૈલ. પાછળથી સેનાપતિનું આવવું સેનાપતિનું અપમાન થવાથી રાજાને લઇને આવવું પોતાની પુત્રી બાવાના છોકરા સાથે ભ્રષ્ટ થઇ છે તેવું ઠસાવી શૈલને ગરદન મારવા ઠરાવ.

પ્ર—૯ મો—ફુલાંદે તથા પ્રધાન, કેશરીસીંહનો મેળો ચીમનલાલનું આવવું યોગીનો છોકરો ગરદન મરાશે માટે પરમાથી હોતો છોડાવો એમ કેશરીને ઉશ્કેરી લઇ જવો.

પ્ર—૧૦ મો—શૈલ ગરદન મારવા તૈયારીએ કેશરીનું આવવું સેનાપતિની જીભ કાપવી રાજાનું આવવું શૈલ કેશરી જાહેર પડવા; ખુશાલી તથા સેનાપતિનો પોકાર.

ડ્રોપ—

## અંક ૩ જો.

પ્ર—૧ લો—કેશરી ફુલાંદે પોતાના સ્વરાજ્યમાં જવા તૈયારી

પ્ર—૨ જો-શૈલ કેશરી પોતાના વતનમાં જવા તૈયારી એ કેશરને સેનાપતિ ઉપાડી લઇ જાય છે શૈલનો પસ્તાવો તેની સોધમાં જવા તૈયારી.

પ્ર—૩ જો-ખુમાણુસીંહ પ્રધાન પ્રત્યે, વૃદ્ધાઅવસ્થાએ રાજ્ય કોને સોંપી, હરી સ્મરણ કરવા જવું તેવા વીચારમાં ચીંન્તાતુર.

પ્ર—૪ થો-મહમદખાન, નજી તથા કસ્તુર કાકાને પકડી, ધર્મને માર્ગે દોરવા પ્રયત્ન, કેશરને સેનાપતિના પંજામાંથી છોડાવી; પોતે સૂઇ જવું પાછળથી શૈલનું આવવું, નજી મહમદખાનને મારી નાંખવા ભલામણ; મહમદખાનનું બચવુ મહમદખાનની વફાદારી-કેશર મહમદ તથા શૈલનું પોતાના નગરમાં જવા ઠરાવ.

પ્ર—૫ મો-ખુમાણુસીંહની કચેરી, કેશરીસીંહનું આવવું રાજ્યપાટ તમામ પર વૈરાગ્ય વૃત્તી બતાવી, બન્ને સ્ત્રી પુરૂષે; પ્રભુ ભક્તી કરી કાયા પુરી કરવી એ વિચાર જાહેર કરવો. ડ્રોપ—



# સતિ-ફુલાંદે નાટકના ગાયનો.

સુત્ર. નટી— ૧

શ્રી પરંમ પ્રભુ વંદન કરીએ,
સુખદાયક ભણી ધ્યાન ધરીએ.
પરીબ્રહ્મ તારી અદભુત કારી,
શ્રૃષ્ટી બીચારી પાપીઓથી હારી.
કરત લાચારી અધમ ઓધારી—શ્રી.
નારાયણના નાભી કમળમાંથી બ્રહ્મા પ્રગટ થાયે,
ઉદય સમય એ અસ્ત સમય આ ભક્તજનો અકળાએ.
વીકટ વખતનું નાટક કરીએ પડીએ હરીજન પાયે-શ્રી.

બાળાઓ— ૨

શ્રી ગણુપતી સુભ પદ મતી
આપો વીમળમતી—શ્રી.
કાપો પ્રભુ કુમતી શ્રી.... એએએએ...શ્રી.
ધારેલા કારજ ફળી સુખ થાજો.
ધર્મ વીજય જગદીગ વીજય થાજો.
શ્રી ગુરૂ પદને વરૂ—શ્રી.

ફુલાંદે— ૩

આફત અભાગણીને નડી અણુધારીરે
વાણી મુજપતીની મે સુણી છે નઠારીરે
ચાલ ચલગત નહી જરીએ ન સારીરે—આફત.
મન મુઝાએ હવે શું થાય

પંડુ પ્રભુ પાએ કરો ઝટ સહાય
શાણી મુજ વાલમ રહયો અવીચારીરે—આફત.

**ફુલાંદે-સખીઓ—** ૪

ગરબો.

શીતળ શુભ શરદ શશી આજનીરે
જામી બાહાર જુઓ ચંદ્ર રાજનીરે
સૃષ્ટી બની શાંન્ત આમૃસીંચતીરે
પ્રેમ પુતળી સંપ ઝુલે હીચતી
ખીલી હરીઆળી,
જાણે ધરણી વર્ષગાંઠ આજની
મંદ પવન નીર્મળ મહીન, ઠંડો ઠંડો વાય,
વીજ્હળ વનિતા મન વીશે, પીયુ ભણકારા થાય.
બાળા વિયોગી નવીન તર્કથી વિર્ત કરે
નીસાસો નાંખી નીજ કર્મપર કર ધરે
બળી ભયાનક રાત નીંદડલી વેરણ થઇ-બાળા.
ઝબકી ઉઠી વીરહણી ભયભીત રાખી ભેદ
ચદ્ર જોઇ ભુઠી પડી પડયા વીરહના છેદ—શીતળ.

**ફુલાંદે—** ૫

બેની મારી પરવશ પડયા મહારા સ્વામી
લાગે નક્કી કરમમાં કુડી દશા જામી
કોને કહું શું મનથી મુઝાઇ મરૂં—પડયા.
શરમાતી ફરૂં હું અરે વ્હીવળ મનડું થાય
કંઇ કંઇ ન સુઝે મન વીસે સંકટ સાને જાય—પડ્યા.

**ફુલાંદે-સખી** ૬

અરે વાહ છબીલીનારી ચટકાળી,
અરે વાહ કામણગારી લટકાળી.
જાઓ જાઓ મને શું ઘેલી ભાળી.
હસી હસી રહુ છું હું મન વાળી.
અલી શું થોડા બોલી શું શરમાવેએએએ.
તરૂણુ લાજુલાડી અવળી અડાવેએએએ.
દીવાની મસ્તાની કેમ બનીરે,
મદઘેલી કેવી બણી ઠણીરે
અરે વાહ—જાઓ—જાઓ—ઓય ઓય—અરે વાહ.

**કેશરી-ફુલાંદે—** ૭

વાહરે નાજુકડા અરે વાહરે મારા નાજુકડા.
નટખટ નટવરજી ગભરાવી બાળા.—મારા.
અલી વાહરે મારા અણુગમતા અરે વારે મારા અણુગમતા
ઝટપટ કેમ કર્યા કે શું કર્યા ચાળા—મારા.
માફી માગુ એની એએએસ્વામી.
ધન્ય ધન્ય નારી નહી ખામી
શાબાશ પ્યારા કેવા હમારા ભુલાવી દારા—મારા.

**સખી-કસ્તુરશેઠ—** ૮

જાઓ ઝટ હૈયાના હાર.
જાઉં છું રંગીલીનાર
વેલાં ટળજો ફરી મળજો ( હેં શું ટળજ્યો )
(નાના ભુલી ભુલી) વેલા વળજો ફરી મળજો
ઓલાવો જોબનની બાહાર—જાઓ ઝટ.

પ્રીતમ પધારજો સંદેસો કહાવજો.
જઇ ઝટ આવજો કોલન વીસારીએ
પ્યારી હું જાઉ છું ગુણતારા ગાઉં છું,
દાસ તારો થાઉં છું મુસલમાન વીસારીએ
વાહ રૂપાળાને છોગાળા વેગે વળોને દીલદાર—જાઓ.

કેશરી—દોસ્તદાર— ૯

વારેવા વારેવા લાલ દારૂની છે કેવી મજા.
જનમી જેને સ્વાદ ન લીધો આ તેને સજા,
વાહ અજબ રંગ વાહવા અજબ રંગ વાહ
ખુબ પીયો લાલરે દારૂ ખુબ પીયો લાલરે
ઉડાવ્યું તેટલું આવે જેટલું પીલ્યોરે—વારે.

શૈલ— ૧૦

પ્યારામીત્ર કહું તુંને આજ હવે આવે અતીશે લાજ
બોળા ભુમી પતી મહારાજ તેના પાટવી રંડીબાજ
ઉચ્ચ કુળમાં એ અંગારો નીરમળમાં નીવડયો ખારો
સૌથી રહે તો હરનીશ ન્યારો ઘેરાણો ખગરાજ—પ્યારા.
માત પીતા સઉ છે પુન્યશાળી ધર્મપર નીએ મુકી પાળી,
અમર લીધી ટીલી કાળી શુરે થસે શીરતાજ......પ્યારા.

શૈલ— ૧૧

પાયમાલ કરો પરમ ધરમ પાટવીરે.
અરેરે ઓ મોટાભાઇ દશા તે આ શી થઇરે,
ઉતમ કુળને ધુળ ધાણી કરો રાજવીરે.
અરેરે ઓ મોટાભાઇ દશા તે આ શી થઇરે,
નીતી નરકે નાખી નકટા થઇ ગયા રાણા.

કુસંગે શું વહી ગયા શાણા બનીયા પાણા,
ધીક છે ધીક છે ધીક તમારા આચારનેરે.
અરેરે એ ફીટકાર છે તમ જેવા ગમારને.

ઋષીરાજ— ૧૨

કરણી આગળ થાય.
સત્ય સરણથી હરી સહાય—કરણી.
ધર્મ ચરણે ચાલતા.
જગદીશ્વર હરખાયે
અંતર ચક્ષુ ઉઘડે,
પરી બ્રહ્મ પરખાયે.—કરણી

દરબારીઓ— ૧૩

ધરમ સત્ય ટેક કારણ સુર્યવંશી તપ ધરે.
જગપતી જાયા જગત જીવન પ્રભુ પ્રસાદી પરવરે
રટણ હરનીશ શીવ હરે,
અલખજી અવીચળ રાજ કરે—પરમ.
કાળથી પણ નવ ડરે.
રઘુવીર સ્મરણ નવીસરે—પરમ.

ગુરૂ— ૧૪

વસુંધરા જનનીઅરે રડી શું નીજ બાળ
આર્ય જનોની શી દશા કોણ કરે સંભાળ
ધર્મ ધજા ભાગી પડી સુતા શું મહીપાળ,
હાય હાય હીંદવાણુનો કોણ થસે પ્રતીપાળ.

દરબારીઓ— ૧૫

ધીરાં ધીરા બીરવીર શુરવીર.

સાને થાઓ રાજવી અરે અધીર,
રોકયા રોને પલક–પરવા નથી ખલક.૧
માફું કરો મહીપતી મેહેર ધરો મનરતી
વીનતી કરીએ સહુ—ધીરા.

૧૬

ધીરજ ધરો મહીપતી મન ગંભીર
વટાસે ભેળું અવીચાળે કંચન કથીર,
દોરંગી દુનીયા ફીટ ફીટ કરશે
દુશમન સઘળા ફુલાઇ ફરશે
અમીર એ વીચારો પાપીનેતો સુધારો–ધીરજ.

કેશરી— ૧૭

પીતાજી હું હાલ જાઉ સદાનો વીખુટો થાઉ
પાપીના છે રામ રામ છેલા લ્યો પ્રણામ જાઉ
રૂઠયારે નરેશ મારૂ આ અવનીમાં કોઇ નથી
પાપીના છે રાંમ રાંમ છેલા લ્યો પ્રણામ જાઉ

કેશરી ફુલાંદ— ૧૮

ટાળ્યા નહીરે ટળે કર્મે લખ્યું તે મળે
મારા સ્વામી વીધી લખીયા લેખ–ટાળ્યા
દશરથ બાંધેલ તલાવડી શરવણ પાણીડા ભરે
ધર્મ કરતા થઇ ધાડરે આંધળા ઝુરીરે મરે–મારા
રામ લક્ષણ ચાલ્યા વનમાં સીતા રૂદનકરે
દુષ્ટ દગે સતી લઇ ગયો પળમાં લંકાબળે
રાણી વેચી ગણુકા ઘેરે લખ્યું કદી નફરે–મારા

નન્ની મહુમદ—　　　　૧૯

આવો આવો મારા રંગીલા
છલ બલ વાલા રસીલા
મનમાન્યા છોજી રૂપાળા
શીરોમણી મારા છોગાળ—આવો
વારે વારે નારી તું છે કામણુગારી
જાઉં છું હું વારી તુમ શરણે છે આ ક્યારી
મર માલા અતી છો બલ ધારી
કેવી છટાદાર તું પણ પ્યારી
વારે મારા ચક્ષુ તારા ને ધુતારારે છબીલા—આવો

નન્ની કસ્તુર—　　　　૨૦

વાહ જુવાન વાહ ( ૨ ) કેવાદીસોછો જાણે રૂપ ખાણુ
કેવી ટાલ પડી ( ૨ ) મારટાલી શટલ તારૂ રામ બાણુ
ધીરે ધીરે ચાલો મન માની મોજ મારશું
આવા આવા રંગ રાગ પરદેશ ધારશું
તું ઉસ્તાદ મારી નની જાન હું પણ ભુલી સઘળું ભાન
હવે ચાલો ખુબ મહાલો, ચાલો ત્યારે ( ૨ ) ઉ૦

મહુમદ—　　　　૨૧

ઝટ પકડું જાશે ક્યાં એ ઉચી
પટ ઝકડું છે એની પણ કુંચી
ચોટલો ઝાલી ખેચી કાઢું જોઇ એ રાડ લુચી
નાક કાપી એને નમાવુ રાખુ જગમાં ખુચી—ઝટ

કેસર-સાખીયો　　　　૨૨

ચાલો સૈયર સૌ મળીને
માઓ મંગળ ગોરમા લઇને
સૌ સરખી વયની વેલડીયો

જઈ સરોવર ઝીલો છેલડીઓ—ચાલો
આજે આનંદ દીન છે બાળા
કરોને મન ગમતા ચાળા
ઉરથી ખીલાવી ખુબ કળીને—ચાલો

ફુલાંદે ૨૩

ચાલો પરમારથને કાજેરે શીશ મુકો વેગળુંરે
જામી ધર્મની કરણી છાજેરે લણો ઝટએ ખળુંરે
જગમાં અચળ કીર્તી રહેશેરે—વીરારે
બલીહારી સૌજન કહેશેરે.........રણધીરારે
શ્રી હરીનું સ્મરણ કરીને ધર્મ કેશરીયા કરીએ
ઓબંકા લઇ આસરો એક સીતારામનો
અમર યોવન નહી રહેરે કાળ ખબર નહી જરીએ
સુરાયતણી હું બેટીરે પરમાર્થ યોગે બળુંરે
સ્વામી મારી માફક ભટકેરે, વીરલા તેવાને લળુંરે—ચાલો

નજી—સેનાપતી— ૨૪

ધીરે ધીરે આવો રંગીલા છોગાળા,
ગાંડી ઘેલી બની પ્રીતમ વીણ બાળા.
જીવ જાન છો મારા પ્રાણ છો,
તુમ ચરણોની દાસી પ્રેમની હું છું રે પ્યાસી.
રસીક છોગ્જી રૂપાળા—અરે વાહવાહ—ધીરે.

ફુલાંદે— ૨૫

શીઆ નગરની હતી બલીહારી નબળા લોકોથી થઇ અરેરે ખુવારી.
ભોળા ભોપાલની વીકટ વખત કરી ધીક વીધાતા તારી
અવળીરે કારી.
નીરખી અગે ઉઠે લાય મન મહીપતની મુંઝાય,
હાયરે ઉજડ થયુંરે નગર આ—શીઆ.

# અંક ૨ જો.



જોગીયા—

હોંસ ઘણીરે મને હોંસ ઘણી.
પણ પરવશ મન આ પીડાયરે રદયમાં.
આશરો તારો અવીચળ રહેશેરે.
પુર્ણ ભરૂસો મને છે ઘણી રદયમાં
પરી બ્રહ્મ પ્રેમથી રેરે નીહાળ્યો
ઓ ચીંતુ આવ્યું ચીતામણી રદયમાં
કુંડા કુકર્મોને કઇ નહી સુજે
મમતામાં બોળી પોતા તણી—રદયમાં
વખત લાવો તો લઇ લઉ લાવોરે
મનસુબામાં દુનીયા ચણી—હ્રદયમાં.
મનની ઉમેદો મનમાંહી રેહેશે તો
લાજ લુંટાશે કોની ઘણી—હ્રદયમાં.

ગૌડ— ૨૭

શુંદીર શીક્ષણ શીરરે ચડાવું.
શીષ્ય સદાનો આજથી હું થાઉં—સુદીર.
પરમ હંસ પુજનીક ગુરૂ કૃપા કરી મહાવીર
કલ્પ વૃક્ષ કરમાં ધરયું જય જય ગુણ ગંભીર.
રેરે ધુરંધરના યશ ધ્વની ગાઉ—સુદીર.
પુન્ય મમપુરનું પીગળી ઉકળ્યું,
સબ સાગર બળ્યું કેમ થાઉ—સુદીર.
રહેમ મમપર કરી શાંન્તીનો કર ધરી
આશાષે ઉદ્ધી હરનીશ ન્હાવું—શુંદીર.

ો— ૨૮

આ દુનીયામાં સાચીરે કોની સગાઇ
સગા સઉ સ્વારથના છે બાઇ
સ્વારથમાં સઉ શરમ છે સમાઇ—આ દુનીયાં.
સ્વારથ વિનાના જગ્વલે પરદુઃખ ભંજન
પરમારથ કરી હરનીશ રહેતા નીરંજન
સાચા તે શુરવીર સૌથી સવાઇ—આ.
ઘાટી મોટી આવે મરણુ સમયની જ્યારે
ઘડીઓ ગણુાંએ ભયંકર ભયની ત્યારે
રોઇ કુટી રહે સૌ પીતરાઇ—આ.

ગના— ૨૯

સખી પનઘટપર ગીરધારી.
વાહલે વાંસલડી વગાડી મોહકારી
છુમ છનનન ગાઓ સાહેલીઓ
એએએ.........વાંસલડી વગાડી
ધેતા ધેતા ત્રકડ ધેતા ત્રકડ ધેત્તા (૨)
તકકડાંન ધા તટકત ગદી ગનધા (૩)

ન સેનાપતી— ૩૦

દુર દુર નીરલજ શરમ છે નીચ તને
જાણુજેરે એ હેવાન પામર કરે સુમને
દીવાના મસ્તાના છાનોમાને મર શું તું બોલે
દાવ તારા આટી ઘુંટી આના વીણુ કેમ બોલે
શાન્ત થાઓ
માને મહીપતી માહું કોનું થાશે
જાણો મન રતી કોણુ વગોવાશે

સુઘડ કહો શુરવીરતા સાથી જાશે
ધીરજધરે। રાજવી, સાહસ દશા શીંુથવી
તોબા મને ન સતાવો
ભલે થવાનું હોય તે થાએ
રામ રામ રામ રામ

ફુલાંદે— ૩૧

શાણા સમજણા વારે રઢીઆળા વીર
સમતાનીર કેવા નેકી સુરવીર
ભલે દુશ્મનો ઉચરે હમે પીર
ધર્મથી જાય ભલે તોયે માનો સીર
સવળું કરતાં આડો કોઇ નીચ આવી મળ્યો
વીખુટાં થયે માનો અન્ય તરૂવર ફળ્યો
સત્ય સાગરમાં ઝીલોરે
વીગળવારી ગાળી પીલ્યો રે......સમતા.

કેશર-સખા— ૩૨

કેને શું કરૂ ગુરીરે મરૂ યોવન અધીરૂ થાય સમજણ
મારી જાયે—કેને શું.
ખુબી તારી અતી ન્યાળી અકળાતી લચકાતી મદમાતી
હરખાતી,
ભરમાવો ભલે હું છુ ઘેલી, બાળા શાને રહી છું બળેલી
સાણી મારી સારૂ શીખેલી તું છે ડાહી ભણેલી ગણેલી
યોવન અધીરૂ થાય સમજણ મારી જાએ......તેને.

કેસર-દાસી— ૩૩

અલી કેમ તું મુરઝાીથાયરે મન માન્યા મોહનરે મળે
શાણી શાને ઉપાધી જાયરે તન રાત દીવસે બળે..
હસે ન ઘણીઆતી નારી, તેને તો દુઃખડુ ભારી

રાખુ ઉમળકા વારી કહું શું એની મારી
મારા સમ રખે અકળાયરે...........મન માન્યા.
કુદરતવાડી ખીલેલી તરતુકી અમરવેલી
કોણ જાણે કોણે વાવેલી તેનો કહો કોણરે બેલી
બાળા ઉપવન કરમાયરે...........મન માન્યા.

નજો-કેશર— ૩૪

રસીક મનમાન્યા વીના (૨) એળે જનમારોરે
બોલ નહીં આવું ફરી રૂઠો દીન ત્હારોરે
યુવા ઝકઝોળ બનેલીનાર સ્વાર્થ નથી મારોરે
પેટે પાળી નજરે ભાળીએ સુખડા મુકોને બાળી
હંસણી કદી ચુકે નહી રે મોતીનો ચારો રે
રે લટકાળી ને ચટકાળી પ્રેમીજનથી લઇલે તાળી
સીંહણી ભલે ભુખે મરે ઘાસ તેં કદી નહી ચરે
ત્હારાથી હારી હવે વધુ શું હું કહું અરે
બસ રાખો.
એમ
ભાવી બનવાનું બને ટેક છે ત્યાં લગીરે
માનોને મારૂ તમે સુધારો જીંદગીરે

શેલ-કેશર— ૩૫

બાળારે......થઇ ઘેલીરે છટેલી
ચાળારે......ઘો મેલી હું છું વેલી
વૃક્ષ આશરે ન વેલી પ્રેમ લ્યોનેરે વીંટેલી
જારે જારે તું છે કેવી નારી જુઓ જોયા જેવા
છટકેલી.........ન જાઓ મેલી—બાળારે.

શૈલ કેશર—　　　　　　૩૬

શાણા શાથી ફસાસો કહો તો અરપણ કરૂં મમ પ્રાણ
અવળુ અગટીત થાશે શાને કીરતી કરો છો દખાણ.
અનાથ નોધારી હતી થયા પુન્ય ભરથાર,
તુમ દરશન વીણ આંધળી તરછોડે મરનાર.
મારા ગુરૂજીનો હુકમ લેવા દોને
રકઝક વાલ ! હવે જવા દોને
આસાના અંધારા માંહી ખુબ રખડી વાહલા ખુબ
　　　　　　　　　　　　વાહલા—શાણા.
જગમાં થાશે મશ્કરી યોગી મન કચવાય.
જગ સૌ તુમથી તુચ્છ છે ભલે થવાનું થાય.
વળખાં નાહક વીણો છે રમણ રંગીલા મારા
તાત તમારા માથે કેમ કરો છો અકારા
ન્યારા ન્યારા સૌ એ ન્યાળો હે સરદાર મમ હે સરદાર.
ધન્ય શુરવીર નાર ધન્ય શુરવીર નાર.

શૈલ કેશર—　　　　　　૩૭

વાલી મારી નીરમળ મનની કોમળ વદની બાળારે
જાઉ વારી સરળ હૃદયના સુંદીર છો રઢીઆળારે
પીયુ મારા અતી કામણગારા જાદુવાલા ને ધુતારા
હઠીલાઇ કરી આવળું ઉચરો અજબ મોહનીદારા
વાહવા મારા દીવ્ય તારા અહો નીલ સુભ ધારા
　　　　　　　　　　　　—વાલી મારી.

શૈલ કેશર—　　　　　　૩૮

એએએ રઢીઆળા વીર
એએએ શુરા શુરવીર

મુનીવર સુખકર.........એએએ
આનંદ નદીને ઉલટ ધરીને ઉદ્ધી આમૃત રસ દીજીએ.
સુંદરરે મમ સારંગ પ્રાણી અધર પરસ્પર પીજીએ
એએએ વાહરે મહાવીર.........એએએ.

શૈલ કેશર— ૩૯

હો રંગભીના રસીલા રાજ
થાઓ છો શાને ઘેલા મારા સીરતાજ
તન મન અરપણુ કરૂ છું પ્રેમથી
વાધન ટળશે ત્રીપુરારીની રેહેમથી—હોરંગ.
મેરૂ ડગે અવની ચળે ઘટમાં છે મમ પાણુ
તરછોડી શનહી વાલમાં થાય જીવની હાવ—હોરંગ.

શૈલ— ૪૦

ફીટ ફીટ નીરલજ તને
ધીક ધીક ધીક નર નફ્ટ તને કુળ લજામણારે
અરે ઓ ગમાર ગુલામ લાચાર
જનુંની લજાવી નીંચ તેં હજારવાર
રેએ નીમકહરામી કાળામોના હીંદુ ફીટ

કેશર— ૪૧

રાજાજી હું માફી માગુ મને મારો સુખેથી
જીવન હારને ઉગારો ભીંઢગ છુટયાં નથી
સાહસ કરશો તાતજી પસ્તાશો પ્રતીપાળ
ડાપણુ સઘળું કયાં ગયુ વશ પડી યાં શું કાળ
મારા પ્રાણુનાથ આ છે પંચ સાક્ષી સાથે
શીરોમણી બાળાના આ આજ્ઞા લઘ માથે—રાજાજી

ફુલાંદે— ૪૨

દુખથી ડરવુ કદી નહી એ તો દશાવીશી ચાલી જાય સુખ દુઃખ સરખુ
સુખથી ફુલાવુરે જરી નહી, એ તો દશાની બલીહારી
આનંદ હરનીશ માનીએ
સુકૃતનાં ફળ અતી ઉત્તમ જોશો
આફ્ત પોટલો ઓ ચિંતા ખોશો
સારાં કે નરસાંફળ આપનારો ઓછે તુંહી—દુખથી

કેશરી-ફુલાંદે— ૪૩

વાલા વનીતા વીસારી કહો શું શું કર્યું
ઉચરો અધિપતી આપે પરમારથ પદ શું શું કીધુ
મારા નાવલીઆ ભરથારરે, આ અબળાના
શણગારરે
રસીવતી ગતી અતી કહો શું શું કર્યું-વાલા
રઘુવીર રામચંદ્રજી વનમાં રહીને વીકટ સહયું
પરમ દયાળુ દેવે સૃષ્ટી સકળનું દુઃખ ગૃહયું
મારા નાવલીયા ભરથારરે, આ અબળાના
મણીધર નટવર કહો શું શું કર્યું

ફુલાંદે-કેશરી ૪૪

બોલો હર હર મહાદેવ કરીને પોકાર
ફેરોવાર પાપી હારરે આવાર સૌ સરદાર—બોલ
ધરણી ધાર પ્રલેકા, હાહાકારના પોકાર—બોલ
કરો ઘોરને ઘનઘોર, સઉ શોરને બકોર—બોલ

શૈલ— ૪૫

શું સુતાછો જગદા નંદ—ઉલટ હવે અકળાય
અવર નથી આધાર લેશ પણ રદય ખરે ગભરાય

કાચે તાંતણે પથ્થર બાંધ્યો હું હું હું હું થાય
આકાંક્ષતો મેરૂ બાંધ્યાની, આટલેથીજ પતાયા
આકીન છોડતો હજુ એ નથી, આશાઓ મુઝાય
કોને કેવી મનની ધાંટી, મહેર કરો જગરાય

---

## અંક ત્રીજો.

કેશરી-ફુલાંદે— ૪૬

રે જુવાની ઝટતો ચાલી રણમાં હાય રોળાય-હાય રોળાય
રે સુતાશું હીંમત હારી, અમરત એળે ઢોળાય-એળે ઢોળાય
ઢોળાય ઢોળાયરે કહો કેમતેનું થાયરે-રે જુવની
ધારેલા દાવ મરા હજુતો આબાદ છે, પરીક્ષમના મના મગ-
જમાં નાદ છે
કરવાનું આપણે એ અંતરમાં યાદ છે-મન જડયું છે
મેખથીતો કોનીરે તાકાદ છે-રે જુવાની

શૈલ કેશર— ૪૭

કાયાકુંજ મંદીરમાં વેણું નાદ કર્યો
રસ્તક વર ભુલ ભુલામણીનો ભેખ પેર્યો
બનાવી મુને બાવરીને કોમળ રસી રશાળજો
મંત્ર ભણ્યાં શું અંજળી છાંટી ઉરમાં રહી પરમાળજો
પ્રાણ તણા પરમેશ્વર મારા પ્રોઢ રહો પ્રેમાળવાલા
અનાથ અજાણી બાળવાલા............કુંજ
કુમ કુમ પગલાં કેશર વરણાં, અબળાના સંગારરે
આપ થકી શું અધીક હું ઇચ્છું સુંદીર રદયના હારરે
ગંભીર મન ઉર અંગ અનોપમ નીર્મળના પણ સાર
બોળી લલ નાના ભરથાર..............કુંજ

શૈલ કેશર— ૪૮

તારી જગપતીરે બલીહારી, જાઉ અવીનાશી હુ વારી
અવની ઇશ અંતર યામી, રમરણથી શમુતા પામી

રે બળધારી અચળીત કારી
છે એ હરનીસ તુંજ આભારી-તારી

**રૈલ—** ૧૯

રે આશો ગજબ થયો, કે શું રે થયું
પાળેલું મધુર પ્રેમી, પંખી કયાં ગયું
પંખી ગયું પીંજર રહ્યું........રે આશો.

**રૂપીરાજ—** ૫૦

રામ રટણુ કર ભાઇ,
કરીલે સત્ય કમાઇ—રામ.
જાગી જોને જીવ જંજાળી—માયા ઉંડી ખાઇ;
ચંચળ મનડું યોગ્ય ચુકે તો સેજે વિધાઓ વધારી-રામ.
લાખો ખરચી મોહલ બનાવ્યા, સાથ ન આવે પાઇ,
શ્વાસ સાધના, શાધ સૌભાગી સંગી ન માઇ પીતરાઇ—રામ

**કેશરી-ફુલાદે—** ૫૧

મોટાઇ અમે શું કરીએ........શાણા રાણા.......મોટાઇ
રાજને પાટ જોઇ અળગાં દીલ ડોલ્યાં તાંતે.
પરમારથ સીધી મનડાં ખોલ્યાંરે—મોટાઇ
મ્હોલને માળા જરી નથી ગમતારે.
જુની ઝુંપડીએ રહીશુ રમતારે—મોટાઇ
જરીયાન વસ્ત્રો પહેરી જોયાં પણ,
ભગવી કફનીમાં-દીલડાં ગોઠ્યાંરે—મોટાઇ
મોતીની માળામાં દીઠા અમે બાવારે.
તુલશી માળામાં કૃશ્ણુ કાળારે—મોટાઇ
દુનીયા ભલે કહે બાવાજી નાગારે.
નાગામાં જોયા અમે ધ.કારે—મોટાઇ

